# ભોજ પુત્ર રતનસિંહનું ગાયન રૂપી નાટક.

( ઓપેરા. )

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર.

મહાદેવ રામચંદ્ર.



અમદાવાદ

'આર્યોદય પ્રેસ'માં છાપ્યું.

સને ૧૮૯૧—સંવત ૧૯૪૭

કીમત ૦-૩-૦ ત્રણ આના.

# ભોજ પુત્ર રતનસિંહનું ગાયન રૂપી નાટક.

( ઓપેરા )

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર.

માહાદેવ રામચંદ્ર.



અમદાવાદ

“આર્યોદય પ્રેસ”માં છાપ્યું.

સન ૧૮૮૫—સંવત ૧૯૪૧

કીમત ૦-૩-૦ ત્રણ આના.

૨૩૧૦

શ્રીગણેશાયેનમોનમઃ

# અથ ભોજપુત્ર રતનસિંહનું ગાયનરૂપી નાટક.

## પ્રારંભ.

## પ્રવેશ ૧લો—અંક ૧લો.

ઇશ્વર સ્તુતિ સ્થળ કામરૂદેશમાં જળધસીંહનો મહેલ.

પાત્ર.

| | |
|---|---|
| સત્યવતી. ................... | રતનસિંહની માતા. |
| જળધસિંહ................... | સત્યવંતીનો ભાઈ. |
| ડોસી. ................... | એ ગામમાં રહેનાર. |
| છોકરા. ................... | રતનશીંગના સાથી. |

## ગાયન.

### (રાગ સોરઠી મલાર.)

માધુબનમે મોરવા બોલે–એ રાગ.

છે ઇશ્વર અરજ અમારી, છે ઇશ્વર અરજ અમારી;
અરજ અમારી ઉરલેજો તમો ધારી, બ્રીજચંદા ગીરીવરધારીરે. છે ઈ. ૧
હે વ્રજચંદા સુરમુનીવંદા કંદાઅન સુખ છંદારે, છે ઇશ્વર૦ ૨
મદમન હરણ ભરણ ભુકેરા, ધરણ ધરમ ધીર ધારીરે. છે ઇ૦ ૩
પાળક પ્રાણપતી પુરશોત્તમ, તારક આ ભવ વારીરે. છે ઈ૦ ૪
નીશદીન કરણ શરણ અશરણનું, હરણ પાપ સમુદાઈરે. છે ઈ૦ ૫
આજ અમારી અરજ સુણીને, સુખ કરજો જગરાયરે. છે ઇ૦ ૬
કાસીરામ કરજોડી કહેછે, લાજ રાખો મોરારીરે. છે ઇ૦ ૭

પ્રવેશ ૧ લો પુરો.

# પ્રવેશ ૨ જો.

## સ્થળ જળધપુરનો રસ્તો.

પાત્ર.

રતનસિંહ............... જળધસિંહનો ભાણેજ
સત્યવતી............... રતનસિંહની મા.
ડોસી. ............... પાણી ભરવા જનાર.
છોકરાઓ............... રતનસિંહની સાથે દડો રમનાર.

ગદ્ય—રતનસિંહે જેવું દડાનું દોટુ માર્યું કે તેવું ડોસીને વાગ્યું તેથી તે પડી ગઇ તેના ઘડો પાણી ભરવાનો ફુટી ગઓ તેથી તે બોલી ક્રોધમાં.

---

## ગાયન.

## ( રાગ સીતાજીના મહીનાનો.)

મારા રૈયા નબાપા અહીં રમવાને ક્યાંથી આવીઓ,
મુને મારી દડો આબાર ઘડો ફોડાવીઓ. ૧
મુને વરધપણે ન ખમાય ઠેસપણ પગ વીશે.
વાગ્યો દડો જે કેડ મોજાર વસે હવે શી થશે. ૨
હોય રમવા તણી મન હોંસ મરોને બારણે,
આતો દીસેછે મધ્ય બજાર શું રમવા કારણે. ૩

ગદ્ય—એવું સાંભળી કુંવરે ડોસીને ગેડી ઉગામી મારવાને ગઓ કે તેને પોતાના સોબતીએ વારી રાખ્યો.

## [શાહાજાદા એક વામ પેશાતો હે નાદાન-એ રાગ.]

**કુંવર**—મુકો મને આ સમે કે મારીશ તમને આજ.
શામાટે બોલી એ ડોસી લોપી મારી લાજ.
કેહેનારી એ કોણ મુને વચને આણે ઠામ.
જઇ સંભળાવી માતને પછી કરૂં મહા સંગ્રામ.

ગદ્ય—એમ કહીને પોતે ત્યાંથી ચાલ્યો, તે પોતાની માની પાસે ગયો.

પ્રવેશ ૨ જો પુરો.

---

## પ્રવેશ ૩જો પ્રારંભ.—અંક ૧ લો.

### સ્થળ સત્યવંતીના મેહેલ.

પાત્ર.

રતનસિંહ.................. સત્યવંતીનો પુત્ર.
સત્યવંતી. .................. જળધસીંહની દીકરી.
જળધસિંહ. ............... તે નગરનો રાજા.

**ગદ્ય**—રતનસિંહ રૂદન કરતો જાય છે ને કેતો જાય છે, પોતાની માતાને.

### (સીતાજીના મહીનાની દેશી.)

મુને સાચું કહો મોરી માતા પીતા મારો કોણ છે,
નહીંતો નકી જાંણો જીવ સાથ આ જીવની હાણુછે. ૧
મુને વરસ થયાં દશ બાર, પીતાને દીઠા નહીં.
હજી રહુંછું મામાને ઘેર શું કારણ એ સહી. ૨
તમો બતાવો ગામને નામ વેહેલાં મારી માતજી,
નહીંતો એક ઘડીની માંહે થશે ઉતપાતજી. ૩

**સત્યવંતી**—બેટા ઓચીંતાનું આજ તુંને કેમ સાંભર્યું,
કેમ નેત્રે ભરેછે નીર, કહેને મુજને ખરૂં. ૪
નવ રોશો ઓ મારા લાલ, લાડીલા આ સમે,
રહે છાનો કરીશુ સરવે બેટા તુજને જે ગમે. ૫

**ગદ્ય**—એટલામાં જળધસિંહ આવે છે, તે પોતાના ભાણેજને રોતો જોઈને કહે છે.

---

પોતાની દીકરાને.— **ગાયનમાં.**

### (સુણરે કાલે દેવરે તુમ સુણો)--એ રાગ.

કેમ રડેછે ભાંણીઆ તું કહેને બેટા વાણુ,
માગે જે એ મુખથી તે આપોને નીરવાંણુ.

**ખડીગદ્ય.** **રતનસિંહ**—દાદાજી મુને મેણું દીધું ડાસીએ આ વાર
માટે મારૂં કે મરૂ એ કોણુ મને કહેનાર.

## ( જાતું શીંગલદીપમે )—
## એ રાગ.

જળધસિંહ—કોણ ડોસી કહેને આજે ખેંચુ એની ખાલ,
ઘર બતાવા કારણે તું મારી સાથે ચાલ;
વચન એવું શું કહ્યું જે કોપ ચડયો તુજ અંગ,
કહો તે મુને આ સમે મનમાં આણીને ઉમંગ.

## (ઘરમે રાજ્યાકે તુ પરીઓકી)-એ રાગ.

રતનસિંહ—ન બાપા કહીને મુંને દીધીએને ગાળ,
દડો વાગ્યો એટલામાં મુક્યું એવું આળ.

## (તુ આવરત કીશ કામકી)-એ રાગ.

જળધસિંહ—પેહેલો વાંક છે તાહરો ને ક્રોધ કરો વળી આપ.
દડો વગાડયો તેનું પાછો કરેછે મન સંતાપ.

ગદ્ય૦—રતનસિંહને એમ કહીને જળધસિંહ જાય છે. ને રતનસિંહ પોતાની માતાની માતાને કહેછે.

## ( રાગ સીતાજીના મહીનાની દેશી. )

રતનસિંહ—માતા મારા પીતાનું નામ કહોને આ ઘડી,
નહીંતો અનજળના સોગન સુણો મારી માવડી. ૧
મુને છે પરીબ્રહ્મના સમ પીઉ નીર આ સ્થળે,
મારા અંતર લાગી આગ રદયમારૂં પરજળે. ૨
હુંછું ખરો ક્ષત્રી કેરો તંન વચન સાંખું નહીં,
મુને બોલે ડોસી એ કેમ-ઠોર મારૂં સહી. ૩
કહી ન બાપા એમ બોલ મેણું દીધું રીસમાં,
રહ્યો છાનો ધરી તારી બીક મારત મુકી રીસમાં. ૪

## (રાજા હું મે કામકા ઓર ઇંદ્ર મેરા નામ)- એ રાગ.

સત્યવતી—શું કરવાને રૂદન કરોછો આજે મારા લાલ,
પરવરશું હવે પુર વીશે ભાઇઆપણ બેઉકાલ. ૧
ધીરજ રાખીને રહો હવે અહીંઆં થોડા દીન,
મામા મુકવા આવશે હવે રહોને છાના તંન. ૨

કુંવર—શું કરવાને જીદ કરોછો માતાજી આ વાર,
નહીંદો નામ મુજ તાતનું મરીશ આંણે ઠાર. ૩
માટે કહો તે આ સમે મુજ પીતા કેરૂં નામ,
બતાવો વેગે કરીને હું જાઉ તેણે ઠામ. ૪

ગદ્ય—એમ કરી કટાર મારવા જાયછે. કે માતા તેનો હાથ ઝાલી રૂદીઆ સંગાથે દબાવેછે ને કહેછે.

## (રાગ ઉપર પ્રમાણે.)

સત્યવતી—સાંભળ મારા દીકરા તું ધીરજ રાખો પ્રાંણ,
ઉજ્જેણીનો રાજવી તે પીતા તારો જાણ;
નૃપછે એ સત્યવાદીઓ મહા ધરમ ધોરંધર જાત,
પુન્ય શ્લોકી જગ માંહે વ્યાપી જે નીખ્યાત.

## (રાગ મલારની છાયા.)

### સુણ માત જસોદા મોરી.

કુંવર—સુણ માતા મારી વાંણી,
અહીઆં પીવું નહીં મારે પાણીરે. સુણ માતા મારી વાંણી
જાઉ મારે આણી વેળા સત્યવચન લ્યો જાંણી,
વાર ન કરો માતા મારી ભરો ન નેત્રે પાંણીરે. સુ૦ માતા. ૧
પીતા કેરે ઠામે જાઉ એ લીધું તે પાણી.
થોડા દીનમાં ત્યાં જઇ પોહું, આપો કાંઇ એંધાણીરે સુ. ૨
વાર કરો નહી માતા મારી નહી પીઉ અહીં પાંણી,
સામઈઆ સહીત તેડાવું તો, સુત ખરો લેજો જાણીરે સુ૦ ૩
પરણી રાજા ફરી ન આવ્યા. હશે ભભાવ્યો કોઇ રાંણી,
તેથી તમને ત્યાગ્યાં હોય તો. ખબર પડે ઘડીયાણીરે સુ. ૪
ધીરજ ધરજો માતા મારી, રહેજો એમ કલ્યાણી,
અમો ચાલસું આંણી વેળા, જ્યાં નગર ઉજ્જેણીરે. સુ. ૫

ગદ્ય—એવું સુણીને માતાએ પેલી વીંટી રાજાની ઘાલેલી આપીને કટાર આપ્યો એટલે પોતે ચાલતો થયો.

પ્રવેશ ૩ જો પુરો.

## પ્રવેશ ૪ થો પ્રારંભ—અંક ૧ લો.

### સ્થળ ઉજ્જેણીનો દેખાવ.

પાત્ર.

રતનસીંહ..........ભોજનો પુત્ર.
વાંણીઓ..........ઘીનો વેચનાર.
મહીઆરીઓ ......મહી વેચનારી.

પટલાણી ને તેનો નાંનો છોકરો ભાત લેઇને ખેતરમાં ખાવા આપવા જાયછે તે.

લાડાં..............રબારીની ડોશી.

### (નકર લાલદેવ ઇસ્તરાંકે.)—એ રાગ.

**રતનસિંહ**—અરે ઓ ભલા શેઠ સુણો આ ઠામ,
આવ્યું ગામ આગળ એનું શું નામ. ૧
કહો રાજ કોનું છે કેવા છે લોક,
પ્રજાને કહો મન હર્ખ કે શોક. ૨

**શેઠ**—સુણો ભાઈ વાણી ટમો આણી વાડ.
વસે શહેરમાં મોટી વરણુ અઢાડ. ૩
સદાએ સુખી લોક છે સડવડી,
કદાપી ડરીડરને પીડા નહી. ૪
કરે ડાજ મહાડાજ ભોજ ધણી,
નગડ કેરુ નામતો છે ઉજ્જેણી. ૫

**રતનસિંહ**—કહો મુને ખરે ખરી વાત.
ક્યારે આવશે ગામને પુછું મારી જાત.

**શેઠ**—ગોંડા ગોંડા નડા ગોંડા ઉજ્જેણી ચાંહી એટલામાં આવે માંહેહી રેલો ઉતરશે, તે ગોંડના વાવડીઆ સુડી રેલા ઉટડશે ટારે ઉજ્જેણી આવશે.

**ગદ્ય**—એમ કહ્યું એટલે તે બંને સાથે ચાલ્યા જાય છે. એટલે ઉજ્જેણી થડમાં આવ્યું કે શેઠ બોલ્યા, એ હા ઉજ્જેણી નગડ આતું. એવું સાંભળી પેલા રાજકુંવરે માંથેથી તે ગાંડ સુધી હાથ ફેરવી જોયો ને પછી બોલ્યો. અલ્યા

તેં મારી મશ્કરી કરી. રેલો ક્યાં ઉતર્યો છે, તે કહે એમ કહી તેના ધીઇનાં ગુલ્હાં ઉપર ઝટકો માર્યો, કે પેલો વાણીઓ પોકાર કરતો ચાલ્યો.

**વાંણીયો**—ઓડે માડા બાપ ઓડે માડી મા. માડી નાંખોડે-માડા બાપ હાજોરે કોઇ હાજે. એટલે તે બીજે રસ્તે ચાલ્યો ત્યાં ચાર મહીઆરીઓ જતી હતી તે બોલી.

## (રાગ ઓખાહરણનો.)

સુણો સહીયર આંણે ઠામ. પેલા ભાઇયાનું શું હશે નામ,
જો એ આપણી સાથમાં આવે. હરખે વાતો કરવાની ફાવે. ૧
આવે વાતો વિષે બહુ સ્વાદ, હસીએ સૌ મૂકી પરમાદ,
છોએ સરખા સરખી જોડ, વાતોના કરીએ પુરા કોડ. ૨
માટે બોલાવો આણે ઠાર, છેલ છે કોઇ રાજકુમાર;
આવા છેલ છબીલા કોણ, સોભો જેમ ગગનમાં ભાણ. ૩
ચાલો સાથે અમારી આજ. કરીશું હાસ્યવીનોદ રાજ;
વાત કરતાં વાધશે હર્ષ. ઉતરશે ઘણો એક રસ. ૪

**ગદ્ય**—એવું સુણીને તેનાં માટલાં તીરવડે કાણાં કર્યાં ને રેલા ચાલતા કર્યાં એટલે તેના રાળે રેલાનો રસ ઉતર્યો એટલે પોતે બીજે રસ્તે થઇ ચાલતો થયો ને પેલી ભરવાડણો પોકાર કરતી રાજાને ત્યાં ગઇ.

એટલે બીજે રસ્તે એક પટલાંણી ભાત લેઇને સીમમાં એના ધણીને આપવા જતી હતી. ને તેની સાથે તેનો નાનો છોકરો રોતો રોતો આવતો હતો તેને પટલાંણી કહે છે. રહેને, મારા રોયા સાંનો, તને આવે તોંણ, હમણાં પેલા મીયાંને કહોતો વાઢી લેશે કાંન. એ મીઆં આંય આઈને આ સોકરાના કાપી લ્યોને કાંન એ હારે આંત્રેસે મારે તે વાળો ઇન્હે હાંન.

એવું સુણી તે મીઆંએ તેના કાન કાપી લીધા. તે પણ બરકા પાડતી ગઇ.

પેલા ભાઇ રબારી વાડામાં આવ્યા ત્યાં એક ડોસી હતી તેને કહે છે.

**રાજપુત્ર—** **દોહરો—ગજરા મારૂનો.**

કોણ વસેછે આ ઠામમાંરે તમો આપો મુજને આગરે,તમો૦
ચલમ પીવીછે માહરે, જાતું વળતી હશે જ્યાં ભાંગરે. જાતું૦

**ડોસી**—ચોંથી આયાને વીરા ચ્યોં જાહો, વળી હુંસે તમારૂં નોંમરે
વળી હું૦

હાસું કોહોને હલસણા તમને પુસુસુ કરીને પરણોંમરે;તમને૦ ૨

**રાજપુત્ર**—લંકામાંથી આવીઆરે અમો, એને કહ્યું સુખ વચનરે;
એને કહ્યું૦

ડોસી—વાત કોહો લંકાંતણીરે, જ્યારે બાળી જ્યો હનમાંનરે. જ્યા૦ ૩

**રતનસિંહ**—કહોતો દેખાડું તમને કરીરે, વળી કહોતો સંભળાવું
ગાહરે; વળી કહો૦

**ડોસી**—કરી દેખાડો મુને આપલારે, તોહું લાગું તમારેપાયરે; તોહું.૪૦

**ગદ્ય-રતનસિંહ**—જો મા લંકાં જોવી હોય તો પુળો લાવીઆપો આજ; તેના જેવી કરી દેખાડું. થાય સરવે કાજ.

ડોસી—ઓય મા જો મને તમે કરી દેખાડો તો એકના ચાર પુળા લ્યોકને ઘું ઇમાં હું બારે માજ્યું. એમ કહી પુળો આપ્યો કે પેલે સળગાવીને કહે છે એ મા હનનો આમ કુદ્યોને આમ કુદ્યો ને લંકાં આમ ફૂટી બાળી. એમ કરી રબારીવાડો ફુટી બાળ્યો એટલે પેલી ડોસી કહે છે.

ઓયરે મારા બાપ, આતું કર્યું. પોકારતી પોકારતી ફરીઆદ કરવા જાય છે. કુંવર બીજે રસ્તે થઇ ગામમાં જાય છે.

પ્રવેશ ૪થો પુરો.

---

## પ્રવેશ ૫મો પ્રારંભ-અંક ૧ લો.

### સ્થળ ઉજણી નગરીનો બજાર.

પાત્ર.

રતનસિંહ.................. ભોજરાજાનો પુત્ર.
મોચી .................. જોડાનો વેપારી.

ઝવેરી. ..................... મોતીનો વેપારી.

ધાંચી ..................... તેલનો વેચનાર.

કંદોઈ ..................... પકવાનો વીગેરે વેચનાર.

મોચીના છોકરાની વહુ...... જોડાના પઇસા લેવાજનાર.

ગદ્ય—રતનસીંહ મોચીને ત્યાં આવીને કહેછે.

અરે મોચી જોડા જોઈએ મારે આંણીવાર,
અતી મોંઘા લાવીને કરો તઇયાર.

એવું સાંભળી મોચીએ ભારે મુલની મોજડી લાવીને આ-પી ત્યારે તે બોલ્યો.

**રતનસીંહ**—મુલજલદી કહોને આનું તમે આનીવાર,
દામ જે થાય તે હું અપાવું નીરધાર,

**મોચી**—એકજવાર બોલું છું હું તો ધરમ વચન આ હાર.
જુઠું કહું તો છત્રીશ નહી તો લેવા પચીસહજાર,
સાંચાં મોતી માંહે જડયાં. જરી તણુંછે કામ;
અન્ય નંગ એકે નથી હીરાછે તમામ.

**રતનસીંહ**—ચાલો મોચી મારી સાથે આપું દામ તમને જેહ.
પરખાવી લ્યો બજારમાં ખરાખોટા તેહ.

**મોચી**—વહુ ભા તમે સાભળો ને જાઓ આમની સાથ.
દામ અપાવે તમને તે ગણી લેજો હાથ.

**ગદ્ય**—મોચીના છોકરાની વહુને રતનસીંહ બંને જણાં ચાલ્યા. ઝવેરીની દુકાને આવ્યાં.

## [રાજાહુ મે કામકા]—એ રાગ.

**રતનસીંહ**—મોતી લાવોને તમે બહુ ભારે મુલનાં આજ,
મુલ થાય તે દામ ગણી લેઈ, કરો તમારૂં કાજ. ૧

**ગદ્ય**—એટલે ઝવેરીએ તેને ત્રણ ગંઠા મોતીના આપ્યા તે લઇને રતનસીંહ કહે છે.

## રાગ ઉપર પ્રમાણે.

અંકાવી લાવું એહને શુણો તમે સહુકાર,
ખબર રાખજો બારણે જે આ બેસારીછે નાર. ૧

ઝવેરી—એ શું બોલ્યા રાયજી તમે આજ મુખથી વેણ,
ન્યાયવટથી ચાલે સહુ જે હોય લેણ ને દેણ. ૨

ગદ્ય—મોતીનો ગંઠો લેઈને ચાલ્યો ને ઘાંચીને ઘેર આવ્યો;

## [નકર લાલદેવ ઇસતરાં]--એ રાગ.

રતનસિંહ—આપો તેલ છે કોણ દુકાનમાંય,
કરો વાર ઝાઝી ને આવોજ આંય. ૧

ગદ્ય—એવું સાંભળીને ઘાંચી બારણે આવી કહે છે;

ઘાંચી—કહોને રાયજી મુને સાચીજ વાણ,
આપું કેટલું તેલ તમને જાંણ. ૧

રતનસિંહ—નથી ખપ મારે ઘણા તેલનો,
જોડો ચોપડું તેહનાં દામ લ્યો.

ગદ્ય—એટલું તેલ વાડકીમાં જોખી આપી ઘાંચીએ પૈસા લીધા એ તેલ લઇને જેવું મૂક્યું કે કોઇ પ્રકારથી ઢળી ગયું કે ઘાંચીને કહે છે કે મારૂ તેલ ઢળી ગયું તેવારે પેલો ઘાંચી કહેછે.

સુણો રાયજી તેલ ઢળીઉં છે જેહ,
ગયો મેલ અંગ તમારાનો તેહ. ૧

ગદ્ય—એવું સાંભળી રતનસીંહ ઉઠયો કે તેનાં કુલ્હે કુલ્હાં કાપી નાંખ્યાં ને બધા ઘરમાં તેલ તેલ કર્યું.

ઘાંચી ગભરાઇને—અરે મારા સાળા આ શું કર્યું કામ,
રેડવીને કુલ્હાં તેં તેલ ઢોળ્યું તમામ. ૧

રતનસિંહ—મારૂં તેલ ઢળ્યું થોડું તે, મેલ ગયો સાર,
એવું તારૂં વચન સુણી મેં કર્યો વિચાર. ૨
થોડું તેલ ઢળે કદાપી તો એ મેલતો જાય,
તો તારા ઘરનો મેલ કાઢવા મેં કર્યો ઉપાય. ૩

ગદ્ય ઘાંચી—તારી બેનને રાખું શાળા કોઇ લુચ્ચો છે કે કોણ છે તું

એવું સાંભળી રતનસીંહે ઘાંચીના સામી તરવાર તાણી કે તરત ઘાંચી નાશી ગયો. રતનસિંહ કંદોઈની દુકાને ગયે તે કંદોઈને કહે છે.

## [રાગ ઇંદર સભાનો.]

(સરપે આંખોપે કલેજેપે બેઠાવું તુજકું.)—એ રાગ.

રતનસિંહ—કહેને મુલ મુને આજ પકવાનનું,
વળી સરવે કેરાં નામ કહી દેને તું;

કંદોઈ—મરકી મોતી મુર ઘેબર લાડુ તાજા,
બરફી સુતરફેણી સારી ને ખાજા.

ગદ્ય—એવું સાંભળીને રતનસિંહ તે સરવે ખાવાજ મંડી ગયો, એટલે કંદોઇ કહે.

અરે કોણુછે તું આવ્યો કેમ આ ઠામ,
માલ મારો આ સમે કર્યો સરવે તમામ. ૧
દામ મારો આપ કે નહીં જવાદેઉં ઘેર,
એવું વચન સુણીને રતનસિંહે ખેંચી સમશેર. ૨

ગદ્ય—તરવાર દેખીને કંદોઇ નાઠો.

પ્રવેશ ૫ મો પુરો.

---

## પ્રવેશ છઠો પ્રારંભ.—અંક ૨જો.

### સ્થળ માલણનું ઘર.

પાત્ર.

માલણ.................... ઉજેણીની
રતનસિંહ.................. ભોજ રાજાનો પુત્ર.

## (રાગ કસ્નજીવણુના મહીનાનો).

રતનસિંહ—તમોતો છો મારી બેનડીરે. ધર્મ તણી આણી વાર
કામ કરો જો માહરૂં. તો માનીસ ઉપકાર;
એટલી છે માહરી વીનતી. ટેક.

હમો પરદેશી પંથીઆરે, આવ્યા છો આણે ઠામ;
રહેવાને કારણ માહરે, બેની જોઈએ ધામ;
એટલી છે માહારી વીનતી. ૧
થોડા દિવસ રહી ચાલતુંરે, હમારે નીરધાર;
જાસુરે દેશ હમારડે, હ્યોને મહોર આવાર.
એટલી છે મહારી વીનતી. ૨
માલણ—એશું બોલ્યા મારા બાંધવારે, તમો મુખથી વેંણ;
સુખે રહો માહરે, સેવા કરૂં દીન રેંન;
વીરા હું બેનીછું તમતણી. ૩
જે કહેશો તે કરશું અમોરે, ભાઈ તમારી શેવ;
સોનાના સુરજ ઉગીયા, મુને ત્રુઠા માહાદેવ;
હું બેની છું તમતણી. ૪
રતનસિંહ—બેની જાવો દરબારમાંરે, કચેરી જેણે ઠાંમ;
ખબર લાવો જઇ આ સમે, કરે રાય શું કામ, બેની જાવો. ૫
ગદ્ય—માલણ ગઈ રાજ સભાની ખબર લેવા તે રાજા કચેરીમાં જે કામ કરશે તે આવી રતનસિંહને કહેશે.

પ્રવેશ ૬ પુરો.

---

## પ્રવેશ ૭ મો પ્રારંભ—અંક ૨ જો.

### સ્થળ—ભોજરાજાની કચેરી.

પાત્ર.

રાજા...................... ભોજ
પ્રધાન તથા સભાજન તથા સિપાઇયો વીગેરે.
માલણ.................. ચરચા જોવા આવીછે તેહ.
વાણીયો ઘીનો વેચનારો... જેનું ફૂલ્લું કાપ્યું હતું તે.
મહીયારીયો ...............જેનાંમહી ઢોળ્યાં છે તે.
પટલાણી ને તેનો છોકરો....જેના કાન કાપ્યા તે.
રબારીની ડોસી ...........લંકાં જોનારી.
મોચીને તેના દીકરાની વહુ...મોજડીઓ આપનાર.

ઝવેરી......................મોતીનો આપનાર.
ઘાંચી તેલ વેચનાર.........જેનાં તેલનાં કુલ્લાં ઢોળ્યાં તે.
કંદોઈ......................ખાજાં ખવરાવનાર.

ગદ્ય—એ લોકો એક પછી એક રાજાના સામા પોતાના દુઃખની અરજ કરે છે તેમાં પ્રથમ માલણ આવીને સર્વેને ફુલ આપી ઉભી રહે છે કે શેઠ વીગેરે એક પછી એક ફરીઆદી આવે છે.

**શેઠ**—ઓડે રાજા ઓડે રાજાજી અડજ સુણો મારી આજ,
માડા હાડા ઠગ મડયો તે, મને માડી ગયો માહારાજ. ૧
મુને પુછ્યું જે ઉજેણી કેટલે વેગડી થાય,
મેં ટેને બટાવ્યું ટો ગજબ કડયો રાય. ૨
ઠોડા સુધી વંશે આવી એને જોયો લાગ,
**તરવાર સમજવી**—પેલુ કાડામાંઠી ઘોડું કાઢી માડા કુલ્લાના કર્યા બે બાગ. ૩

---

## (નકર લાલદેવ ઇસતરાંકે.)-એ રાગ.

**મહીયારીયો**—અમારી વિનંતી છે માહારાજ એક,
કહું કરજોડી સોન્યાવટ નેક. ૧
હતો શીરપર ભાર મહીનોજ જેહ,
મળ્યો ઠગ ને મહી ઢોળ્યાંજ તેહ. ૨
ન કરે કોઇ એવું વિપરીત કાજ,
એવું કામ કર્યું એને મહારાજ. ૩

**પટલાંણી ગદ્ય**—માહારાજા હું જતી હતી ભાત લેઈને આજ,
એટલામાં એક સિપાઇને કહ્યું મેં ભાઈ કરો મારૂં કાજ. ૧
આ પેલો મારો શોકરો તે વાંહે થોસે જાંણુ,
તેના તમે આ પેલા એ કાપી લ્યોને કાંન. ૨
મેંતો કહ્યું અમથું એવું એને માંન્યું સત્ય,
મારે રોયે સરી લેઈને કાંન કાપ્યા ભુપત્ય. ૩

**રાજા**—તેં કહ્યું તેથી કાપ્યા કાન એને ત્યાંય,
એમાં એનો ગુન્હો નથી સત્ય કહુંછું આંય. ૪

**રબારણ**—માબાપ મારી અરજ સેતે હુણોને મહારાજ,
ચલમ પીવા નરાહનો કોઇ આવ્યો એણે કર્યું ખોટું કાજ. ૫

મેં કહ્યું ભાઈ વીરા ક્યાંથી આવ્યા ચીયું તમારૂં ગામ.
નાત જાતે કુણ સોને હું તમારૂં નામ. ૬
લંકામાંથી આવીઆ એણે કીધું એમ,
નામ નાત્યા જાત પુસોને તમારે કરવું ચેમ. ૭
મેં કહ્યું લંકા બાળી હનવે જેની વાર.
મુજને તેની વાત કહોને વીરા કરી વીસ્તાર. ૮
તેણે કહ્યું કોતો સંભળાવું કોતો બતાવું કરી,
મેં હા કહી કે રોયો બાંધે બળાયો ફરી. ૯

**મોચીઆવ્યો**—મહારાજા માબાપ મારી અરજ છે આ ઠાર,
મોજડી લેઇ ગયો કોઈ વળી ને મુજ દીકરાની નાર્યે. ૧૦

**ઝવેરી આવ્યો**—ઓ માહારાજા જુલમ કીધો કોઈએ આવી આજ,
મોટી માળાં લેઇ ગયો ને કડયું વીપરીત કાજ. ૧
બેસાડી ગયો બાયડી કોઇ લાવી મારે ઠામ,
અડજ એટલી માહરી હું કહેવા આવ્યો આ ઠામ. ૨

**ઘાંચી**—માહારાજા કોઇ ઠગે આવી વરતાવ્યો છે કેર,
જોવા કારણ મોકલોને કોઇને મારે ઘેર. ૩
તેલ ઢોળ્યું મહારૂં જે હતું ઘરમાં તે સરવ,
પછે નાસી ચાલીયોને કાંઈના આવ્યું દર્વ. ૪

**કંદોઇ**—અરજ સુણીએ આ સમે કહું એ રાજા ધીરાજ,
પકવાન મારાં ખાઇ ગયો ને ઠગ આવીને આજ. ૫

**રાજા**—હાજર હો કોઈ આ સમે ઉઠો ને આણીવાર,
પકડી લાવે ઠગને તો આપું મોહોર હજાર. ૬

ગદ્ય—એમ કહીને બીડુ ફેરવ્યું કે સીપાઇયોયે તે બીડુ ઝડપ્યું ને ચોકી ઉપર જાયછે પેલી માલણ પણ ઘેર જઈ રતનસીંગને ગુણકાના વેશે ચોકી ઉપર મોકલેછે.

પ્રવેશ ૭ મો પુરો.

---

## પ્રવેશ ૮ મો પ્રારંભ.

### સ્થળ બજારની ચોકી.

પાત્ર.

જમાદાર સીપાઈયો સહીત......ચોકી કરનાર.
રતનસીંગ ગુણકાને વેશે........ઠગવા ગયોછે તેહ.

ગદ્ય—પેલા ચોકીવાળા બેઠાછે ત્યાં આગળ આ ગુણ્યકા હળવે રહીને જેવી જાયછે કે પેલા માંહેથી એક સીપાઈને જમાદારે હુકમ કર્યો.

**જમાદાર**—અબે રૂસ્તમખાં ઊઠ તેરા બાવા ઠગ આયા,
જાકે અબીકા અબી પકડ લાવ. ૧
સાલેકુ કેદ કરકે રાજાજીકી પાસ લે જાવે,
રૂસતમખાં હાથમાં તરવાર ઢાલ બંદુક લેઇને ગયા. ૨
ને બીજા સીપાઈઓ સર્વે હથીયાર સજી તૈયાર થયા,
રૂસતમખાં જેવા જાયછે કે પેલી ગુણ્યકા કહે છે. ૩

**ગુણ્યકા**—આઇએ જમાદાર સાહેબ સ્યલ્લામ.
**ગદ્ય**—એવું સાંભળી રૂસ્તમખાં તો ખુશી ખુશી થઈ ગયા.
**રૂસતમખાં**—અબે નાયકાજી તુમ ઇસવખત આધીરાતકુ અકીલે કીધર ચલે.
**નાયકા**—સાહેબ મેહેતો આપકી ચોકી આજસુનીથી જદ આપકી પાસ આતી હું.
ગદ્ય—રૂસ્તમખાં હસીને હાઃ હાઃ હાઃ ક્યા બડી બાતહે મે તો આપકા તાબેદાર હેહુંતો તુમને કાયકે બાસ્તે તકલીબ લીની.
ગુણ્યકા—વાહ સાહેબ આપકા પ્રેમ ચાહીએ.
રૂસતમખાં—અછ્યા ચલો ચોકીપે ચલો દો ઘડી બેઠકે જાના.
ગુણ્યકા—નહી સાબ હબતો આપ બેલી હુંવે અબતો જાઊંગી.
રૂસતમખાં હાથ ઝાલીને-બહઃ સાહેબ એસી કુછ બાત હોય દો ઘડી બેઠકે પાનસોપારી ખાકે જાના-ગુણ્યકા કહેછે. અછ્યા જદ ચલો તુમેરી મરજી રખની ચાહીયે એમ કહી ગોકીમાં આવ્યા કે પેલા સીપાઇઓને ગુણ્યકાએ સલામ કરી કે પેલા હર્થીયાર બથીયાર મુકી દેઇને ખુશી થઇ ગયા ને બહુ આદરમાનથી તેને બેસારી ચલમ તમાકુ કરી. પછે ગુણ્યકાએ સરવને નીશો કરાવી બેભાન કરીને પછી પુછે છે-આગળ હૂડનું લાકડું પડેલું જોઈ કહે છે જમાદાર સાહેબ એ ક્યા હોયગા જમાદાર કહે છે અજીવો તો હડકા ખોધાહે ગુણ્યકા કહેછે-યાર હડકા ખોધા કેસા મેરી મસકરી કયું કરતે હો મસકરીકી બાત કુછ અછી નહીં. જમાદાર નહીંજી ખુદાકી કસમ મેં આપકી મશકરી નહીં કરતા હું એ તો જો ચો

લોકકું પકડકે ઈસકે પાઉ ઉસકી અંદર ઘાલકે બેઠાદેતેહે ગુણ્યકા–ઈમેં તે પાઉ કીસતરેસેં આતે હોંગે જમાદાર–દેખો સાબ મેં બતાઉ એમ કહી જમાદાર એક સીપાઇનો પગ માંહી ઘલાવેછે ને જમાદાર દેખો નાયકાજી ઈસતરાંકે ઇસમે પાઉ રહે તેહેં ગુણ્યકા કહેછે–એતો એક હુવા પણ એ સબ કાંણાં તોહેંને ઇસકા ક્યા હોયગા ભલા જમાદારે એક પછી એક પગ સરવેના ઘલાવ્યા છેવટ એક કાંણુ બાકી રહ્યું તેમાં પોતે પગ ઘાલીને કહે છે અબ એ મેખ્યાં લેકે ઓમો ધરીસે એ દોકાણે મેહે ઇસમે બેઠા દો ફેર નીકાલના ક્યા કુછ હુમ તુમારેસેં દગા રખે એસાહે પેલી ગુણ્યકા એ ઠોકી વાલીને લુગડાં તથા હથીયાર લેઈને માલણને ત્યાં આવ્યો. હવે સવારે રાજાએ ખબર કઢાવી તો પેલા બધા હેડયમાં પગ ને નીસ્યામાં ચકચુર થઇ ઉઘાડા શરીરે બેઠેલાછે તે જોઇ રાજના માણસોએ રાજાને ખબર કહી તેથી રાજા જોવા આવ્યા–ને તેમની હાલત જોઇ રાજા ગુસ્સે થઇ કહેછે.

**રાજા**—અરે હાય આસ્યું કર્યું કામ ઠગને પકડતાં પકડાયા તમામ.
આવી રીતે કરસ્યો નોકરી તમે,
સરવ નીમક હરામી ઉતારૂ તમારો ગર્વ;

**ગદ્ય**—એમ કહી રાજાએ તેવોને કાઢ્યા ને પટા ખુંચી લેઇને ઘેર મોકલ્યા. પ્રવેશ ૮ પુરો.

---

## પ્રવેશ ૯ મો પ્રારંભ—અંક ૨ જો.

### સ્થળ ભોજરાજાની સભા.

પાત્ર.

રાજા.................ભોજ
પ્રધાન...................રાજાનો.
સભાજન...............વીગરે સીપાઇયો.
ગરાસીયા..............ચોકીવાળા.
માલણ.................ચરચા જોનારી.
ધાંધુજો..................રતનસીંગ થઈ ગયોછે તે.

## [નકર લાલદેવ ઇસતરાકે] એરાગ.

**રાજા**—આજે ઠગ પકડી જે લાવે આ ઠામ,
વીસ ગામ તેને આ ઈનામ. ૧
સુરોજન હોય તે ઉઠો આવાર,
ફરેછે બીડું તે લ્યો કરની મોઝાર. ૨

---

## [રાજા હુ મે કામકા] એ રાગ.

**ગરાશીયા**—બીડુ આપો ને આ સમેજી અમને તો રાજન,
ચાર ઘડીમાં ચોરને લેઇ આવું આણેદન. ૧

**ગદ્ય**—રાજાએ તેને બીડુ આપ્યું એ લેઇ ચોકી ઉપર જઈ બેઠા કે ગાંયજો આવે છે તેના જોડાનો ચમચમાટ સાંભળી તે ચોકીવાળા બોલ્યા અલ્યા જ્યોલ્યા માર્યો દીચર્યો પેલ્યો ઠગ આવ્યોશે કેપ્યું. જ્યોએ આવ્યો હોય ત્યોઇની માન્યે રચાખું બાંધીન્યે માર્યો પસે બીજી વાત્ય એવું સાંભળી ગરાસીયા ગયા ને પુછ્યું ઉભુ રહેલ્યા માસ્યો ચ્યોન્યાસીન્યે કુણ્યસીકે-ધાંયજો કહેછે-બાપાએ તો હુંછું ગરાસીયા કહેછે-આ માસ્યો હું ત્યે કુણ્ય.

**ધાંયજો કહેછે**—બાપા એતો હું લલ્લુ ધાંયજાનો છોકરો.

**ગરાસીયા કહેછે**—અલ્યા માસ્યો કાંય ઓળસામાં નાં આવ્યુંને.

**ધાંયજો કહેછે**—બાપા હું મુબાઈ રૌછું તે હવડાં ચાર પાંચ દીવસથી આવ્યોછું

**ગરાસીયા કહેછે**—અલ્યા માસ્યો કાંઈ કસ્યબસ્યબ આવ્યું હયે ત્યો.

**ધાંયજો કહેછે**—હવે બાપા કસબમાં સું કેહેવું.

**ગરાસીયા કહેછે**—લ્યે હેંડય ત્યારે મારી ચ્યોકી ઉપર ધાંયજો ચોકી ઉપર જાયછે. ત્યાં તેમના પગ ર હોકા ભરી આપેછે તેમાં પોતાની પાસે ની ભરીને પાયછે ને તેને નીસ્યામાંને નીસ્યામ

**ગરાસીયા કહેછે**—અલ્યા મોસ્યો ત્યને હજ્યાં વડયત્યી હસ્યે.

**ધાંયજો કહેછે**—બાપા તેમાં સું કેહેવું
મસાલા રાખીએ છીએ કે એક

તો વાળ વધે ને હજામત કરતાં ઉંઘ આવી જાય.

ગરાસીયો કહેછે—અલ્યા મારયોલ્યે હરત્યાંનહગજીનીહજ્યાંમત્યકરવ

ઘાંયજો કહેછે—લાવો સાહેબ.

ગરાસીયો કહેછે—અલ્યા માકયો વરયે પણ ભેગા વધે એવું કરજે

ઘાંયજો કહેછે—બહુ સારૂં બાપા પેલે ઘાંયજે એકપછીએક એમ સરવેનાં માંથાં દાઢી મુછો સહીત બોડીને માંથે ચુનો ચોપડીને તેમનાં લુગડાંને હથીયાર લેઇને રસ્તે પડયો. પેલા લોકોની સામા લજ્યા કરેછે ને ગડબડ ગડબડ બોલ્યા કરે છે—સવારે રાજા ખબર કઢાવે છે તો આ બીના જોઇને તેમને પણ રાજાએ બાતલ કર્યો. પ્રવેસ ૯ પુરો

## પ્રવેશ ૧૦ મો પ્રારંભ—અંક બીજો.

સ્થળ રાજસભા.

પાત્ર.

| | |
|---|---|
| રાજા...................... | ભોજ. |
| પ્રધાન ...................... | રાજાનો. |
| ગુણકા | ઠગ પકડનારી |
| પટાવાળો | રતનસીંગ. |
| માલણ | ચરચા જોનારી. |

### [ કહું કયા કલકકા ] એ રાગ.

હવે લ્યો બીડું જે સભામાંએજે;
આપું ન્હાનુંસ્યક હુંતો રાજ. હવે ૧
ઝાલીને ઠગ મારી પાસ,
આપું એક હજાર દાસ. હવે લ્યો. ૨
બીડું માહારાજી આજ,
કરૂં સરવે કાજ. લાવો. ૨
સ્થીર કરી સ્થાપું,
પકડી આપું. લાવે. ૪
કાનું સાંભળીને રાજાએ એને બીડું આ-
પેઠી કે જે માલણ ચરચા જોવાને આવી

છે તેણે જઇને રતનસીંગને પટાવાળાના વેસે મોકલ્યો તેવે પેલી ગુણ્યકા પણ ચાલીછે. રસ્તામાં સાંમાં મળ્યાં એટલે પટાવાળે ગુણ્યકાને કહ્યું-તુમકુ ફોજદાર બોલાતેહેં.

## લગી એક બાએક ) એ રાગ.

સીપાઈ—ચલ્યો ઈસબખત તુમકુ ફોજદાર બુલાતેહેં;
ફોજદાર બુલતેહેં; તુમકુ ફોજદાર બુલાતેહે; ચલે ફોજદાર
બુલાતે હેં; ટેક
વાંનાચહેં જી ચાપકા; મીલેહેં સબજો નાયકા;
ઉમરાવ આયકે બેઠેહે; સબ મીલકું આપકુ ચાહતેહે.ઇ. ૧
ગુણ્યકા—અજી કીસ તરહેંસી આનું મેં;
ચોકીહે મુજ આજુકી;
જો હોતાક દરતો આતા મેંજી;
મલાજ અપનાં ચલતેંહેં. અજી કીસા. ૨
સીપાઈ—અજી દો ઘડી તુમ બેઠકે;
ફીર ચલના આપકી મોજ મેં.
જદ હોગા કો ગુસા નહીં;
ફીરતો આપકી મોજ હે ચલો ઇ. ૩
ગદ્ય—એવું સાંભળીને ગુણ્યકા સઘરાંમમાં બેઠી ને તેને વોહોરા લોકોની મસીદમાં લાવ્યો. પ્રવેશ ૧૦ મો પુરો.

---

## પ્રવેશ ૧૧ મો. પ્રારંભ—અંક બીજો.

### સ્થળ લોટીયા વોહોરાની મસીદ

પાત્ર.

| | |
|---|---|
| સીપાઇના વેસે. | રતનસીંગ. |
| ગુણ્યકા. | ઠગને પકડનાર. |
| વોહોરા. | મસીદમાં નવાબ |

ગદ્ય—પેલી ગુણ્યકાને પેલો મસીદમાં લેઇ જઈને પોતે ચાલતો થયો. સવારમાં વહોરા લોગ આવ્યા ને જોયુતો પેલી ગુણ્યકાને જો
ગફુરભાઈ—અલા સકુરભાઇ આ જોને બે
ની ડાકંન કાંથી આવી છે.

**સકુભાઈ**—આલા સાલીને મારી કારો જો પેલા ખરકરાના કાંકરા પરા છે તે છીનારનીને ડોચાડ લગાવીડયો એની એન ક્રાંરૂ એ ફરીને નહી આવે એમ વોહોરા લોકોતો સોર કરી રહ્યા છે- તેમાં પેલી ગુણ્યકાનો સાદ કોણુ સાંભળે. તેને ખુબ વાગ્યું પછી પાસે જઈને જોયું તો માલંમ પડયું તેથી તેને છોડીને તેને ઘેર પોચાડી રાજાએ ખબર કડાવીતો તેને માલંમ પડયું જે ગુણ્યકાથીએ પકડાયો નહી. પ્રવેસ ૧૧મો પુરો.



## પ્રવેશ ૧૨ મો. પ્રારંભ----અંક બીજો.

### સ્થળ રાજ સભા.

પાત્ર,

| | |
|---|---|
| સીપાઈ | ખબર જોનાર. |
| રાજા | ભોજ. |
| પ્રધાંન | ભોજનો. |
| માલણુ | ચરચા જોનાર |
| ધોબીને વેસે. | રતનસીંગ. |

---

### [ રાજા હું મે કામકા ] એ રાગ.

**સીપાઈ**—માહારાજાજી સુનીએ એ અરજ કરૂમેં આપ;
ઠગને બાંધુ ગુનકાકુ બોહોત હુવે સંતાપ ૧
વોહોરા કેરા કેરી મસીદમાં હે બાંધી જાકે વાંહય;
ફજરમાં હોવો લોકોએ માર મારે હે જયાંહ્ય ૨
ધ—એવું સાંભળીને રાજા કોપાયમાન થઇને પ્રધાનને કહેછે.
રે આ જુલમ સો થયો આણે ઠામ
ઠગે આવી ચાક ચડાવ્યું આ ગામ. ૧
મારા મીત્ર જાવું આજે મારે ત્યાંય;
માં પકડી લાવું ઠગને ચાંય. ૨
રાજા ત્યાંથી તુરત ચાલ્યો ને પેલી જે માલણુ
હતી તે પણુ તેની સાથે ચાલી ને પોતાને
ગ્રોકી ઉપર જઇને બેઠા છે કે પેલો ધોબી-
ઝ્યો છે.

## [સ્થળ ચોકી તથા નદીનો દેખાવ.]

પાત્ર.

રાજા ભોજ ... ... ... ચોકી કરનાર.
ધોબીને વેશે ... ... .... રતનસીંગ

ગધ—રાજા ચોકી કરે છે. ત્યાં પેલો ધોબી આઇને પોઠીયુ હાકતો હાકતો જાય છે. કે રાજા તેને પુછેછે અરે આ વખતે કોણ છે જે હોય તે ઉભો રહે નહીંતો ઠેર મારીશ.

ધોબી કહે છે—મા બાપ ગરીબ પરવર હું તો આપનો ધોબીછું

રાજા—આ વખતે કેમ જાય છે.

ધોબી—આપની રાણીઓનાં લુગડાં ધોવા માટે જો દીવસે જાઉંતો સુગંધીને લીધે ભમરા મુને કરડી ખાય છે માટે રાતે જાઉંછું

**રાજા કહે છે**—વેલો જા જો ઠગ આવશે તો નડશે.

**ધોબી**—સારૂ સાહેબ પેલો ધોબી નદી ઉપર જઇને બુમ પાડી ઉઠયો કે ધાજોરે ધાજોરે ઠગ આવ્યોરે એવું સાંભળીને રાજા ઘોડો દોડાવતા ત્યાં આવ્યા ને પુછયું તો ધોબીએ એક ઘડાને ચુનો ચોપડીને નદીમાં તરતો મુકીને કહે કે મા હારાજ પેલો જાય રાજાએ એના હાથમાં ઘોડો પકડવા આપીને નદીમાં તરવાર ખેંચીને પડયો કે પેલો ઠગ રાજા ને ઘોડે બેશી તે રસ્તે પડયો રાજાએ જાણ્યું જે એજ ઠગ માટે રાજા તેની પછવાડે ગયા. તો દરવાજે બધ હી

પ્રવેશ ૧૨ મો પુરો.

---

## પ્રવેશ ૧૩ મો પ્રારંભ અંક ૨ જો.

### સ્થળ ભોજ રાજાની કચેરી.

પાત્ર.

રાજા ... ... ... ... ... ભોજ
પ્રધાન ... ... ... ... ... રાજાને
સભાજન...... ... ... ... સીપ
ઠગ.... ... ... ... ... ... રત

---

### [કેહુ કયા કલકા ] એ

**રાજા—**હરે હાથ્ય નાવ્યો આ દન અતી ઉદા
કહોને હવેકરવુંકેમઃ મીત્ર મનેઠગ

બીજા—નગરમાં ફુકી ફેરવો આપ; ઠગ આવે આપે તો છે શું
મ્હોં છે માપ નશાર. ૩
બાકી નથી અન્ય ઉપાય એક:મારે મુકો મહારાજા છટેક. બાકી. ૪

## [રાજાહું મે કામકા] એ રાગ.

રાજા—હાજર હોકો આ સમે તે કહો ને આણીવાર,
ફુકી દેવા શેહેરમાં જાયો સરવે થાયો તૈયાર. ૧

ગદ્ય—એવું સાંભળીને સરવે ગયા થોડીવારે રતનસીંગ આવીને ઉભા રહ્યા તેને જોઇને રાજા પુછેછે.

ગજલ—સરવે આંખો પેકસે જોવે બેઠાવું તુજકુ એ રાગ.

રાજા—કહો કોણુછાજી આપનું સુ નામછે,
દીસો રાજવી સરીખા કોણ ગામછે. ૧
આંણે જ્યાંમ આવ્યા આજ તે કારણુ કસ્યું,
જોઇ ઉમે બાળવેશ તે થકી પુછ્યું. ૨

રતનસીંગ—પીતા મારો મુને પુછો તેજ જાણજો,
ઠગ નામ મારૂ નીસ્ચે તે પ્રમાણજો. ૩
નગર ઉજેણીને ભોજ મારો તાતછે,
જળધસંગ કેરી તનયા મારી માતછે. ૪
માનો નહીં જો વચન તો સુણો સહુ,
પરણ્યા બાડા કેરો વર થઇ તે કહુ. ૫
આપી વીંટી લઇને ગયા રાતમાં,
જાણી સરવે એ તો વાત પ્રભાતમાં. ૬
તે પ્રગટ થયો તન હું તા આપનો,
મેણા મારે ખોળ્યો હોમ બાપનો. ૭
કહ્યું સત્ય એ વચન ઇશ્વર સાખ્યછે,
જુવો વીંટી આ તે કોની છાપછે. ૮

એ કહીને વીંટી આપી રાજા વીંટી જોઇને બહુ ખુસી થાય સાંભળીને તથા વીંટી જોઇને રાજાએ તેને પોતા એ હાથ ઝાલીને બેસાર્યો—ને ગુણીજન ગાન કરેછે સોહ વધાઇનાં તાની પાગવા. પ્રવેશ ૧૩મો પુરો.

મનહરછંદ.

મેરા તાત કેરૂં નામ દેવરામ,
હે દીજ જાતી માંહે એહછે.

